## બ્રાહ્મણોના અનમોલ વૈદિક વારસા અંગે પુનજાગરણ

# આઝાદી કાળથી બ્રાહ્મણોનો ઉપયોગ માત્રને માત્ર રાજકીય ઢબે થયાનો આક્ષેપ



ભુજ, શુક્રવાર

આઝાદીના ૬૦ વર્ષો બાદ પણ બ્રાહ્મણો પોતાના અસ્તિત્વ સામે ઝઝૂમી રહ્યા છે. જેથી બ્રાહ્મણોએ હવે મનોમંથન કરવું રહ્યું અને એટલે જ બ્રાહ્મણોના પુન ગર્ઠન, વૈદીક યશગાથા, ચેતના યાત્રા લાવવાની જરૂર પડી છે તેવું આજે ભુજ મધ્યે કચ્છ જિલ્લાસમસ્ત બ્રહ્મ સમાજે બોલાવેલી પત્રકાર પરિષદમાં સુરતથી હાજર રહેવા અવનીશ પંડ્યાએ જણાવ્યું હતું.

## બ્રાહ્મણોની રાષ્ટ્ર ભાવુકતાનો ગેરલાભ દુર કરવા બ્રાહ્મણોને એક મંચ પર લવાશે

ભારતીય સંસ્કૃતિનું મરણ થઈ ચૂક્યું છે. ત્યારે બ્રાહ્મણોએ આગળ આવવું જરૂરી છે પણ બીજીતરફ બ્રાહ્મણોનું શોષણ થતું આવે છે. તો બીજીતરફ બ્રાહ્મણોને વિજ્ઞાન પણ નડે છે. આમ હવે પુનઃ નિર્માણ પુન ચેતના માટે બ્રાહ્મણોએ આગળ આવવાની જરૂર હોવાથી બ્રાહ્મણો આત્મ શાત કરે તેવું આજે જણાવાયું હતું. બ્રાહ્મણો માટે જાગૃતિ લાવવાના મિશનનું કચ્છમાંથી પ્રારંભ થાય તેમ જણાવી અવનીશ પટેલે સમાજને બેઠા કરવા માટે બ્રાહ્મણો જાગૃત થાય બ્રાહ્મણોનું માત્રને માત્ર રાજકીય રીતે ઉપયોગ થઈ રહ્યો છે તો ઘણા વર્ષોથી બ્રાહ્મણોની પાઠશાળાઓને તાળા લાગી ગયા છે. જેથી હવે સમય આવી ગયો છે કે બ્રાહ્મણો જાગૃત થવાનો એ માટેના મિશનનો પ્રારંભ થઈ રહ્યો છે. ને આ માટે ગામડે ગામડે બ્રાહ્મણોને જાગૃત કરાશે. બ્રાહ્મણોના પુનઃ ગર્ઠન વૈદિક યશગાથા ચેતનામાં ભારતીય સંસ્કૃતિ ઉપર થતા બ્રાહ્મણ સંસ્થાઓ ઉપર થતા કુઠારા ઘાત સામે શું કરવું જોઈએ ? બ્રાહ્મણોની રાષ્ટ્રભાવુકતાનો ગેરલાભ દુર કરવો, કથાકાર કર્મકાંડીઓ, જ્યોતિષીઓને એક મંચ પર લાવવા સંસ્કૃત પાઠશાળા, સંસ્કૃત ભાષાનો વિકાસ કરવો, તેમજ માનવ સહજ બ્રાહ્મણ ધર્મ બજાવવો સહિતના મુદ્દાઓને આવરી લેવામાં આવશે. જયપ્રકાશ ગોર, સતિષ સોમપુરા આ વેળાએ હાજર રહ્યા હતા.



ભુજમાં બ્રહ્મસમાજ દ્વારા માહિતી અપાઈ તે વેળાની તસવીર. (ફોટો-નયન ગોસ્વામી)